# રડવા કુટવાની હાનીકારક ચાલ વિષે નિબંધ.

# રડવા કુટવાની હાનિકારક ચાલ વિષે

# નિબંધ.



અર્થાત્ જૈન મતના પ્રમાણો સહિત અતિશય
શોક રૂદન અને કુદ્દન કરવાનો નિષેધકારક નિબંધ

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ગાંધી વીરચંદ રાઘવજી બી. એ.**

ધી જૈન એસોશીએશન ઓફ ઇંડીયાના મંત્રી, મુંબઇ.

દોહરો

શોક રૂદન કુદ્દન તજો, શાંતભાવ દિલધારિ,
ધર્મ કૃત્ય સ્નેહે સજો, આ પરભવ હિતકારિ.

**श्लोक**

**ओमिति पंडिताः कुर्युरश्रुपातं च मध्यमाः।**
**अधमाश्च शिरोघातं शोके धर्म विवेकिनः॥**

વર્ધમાન સંવત ૨૪૧૨. વિક્રમ સંવત ૧૯૪૨.

કીંમત ૦-૨-૦

# अर्पणपत्रिका.

## નેક નામદાર ગુણજ્ઞ શેઠ તલકચંદ માણેકચંદ
## જસ્ટીસ ઑફ ધી પીસ.

આપ જૈનભાઈઓની સુધરેલી સ્થિતિ જોવાને ઘણા આતુર છો,
યુવાન જૈનગ્રંથકારોના ગુણની ગણના કરી યોગ્ય આશ્રય
આપવાને અહર્નિશ અગ્રેસર છો, જૈનભાઈઓની સંસારિક
તથા ધાર્મિક સ્થિતિ સુધારવાને ઘણી કાળજી રાખો છો,
આપણી કેટલીએક ખરાબ રૂઢિઓનો નાશ કરવાને
તથા જૈનશાસનની ઉન્નતિ કરવાને તન મન અને
ધન વડે યોગ્ય મદદ આપો છો, અને સેવક
ઉપર પિતા તુલ્ય પૂર્ણ પ્રીતિ અને માયાળુ
મમતા રાખી આગળ વધેલો જોવા આતુર
છો ઇત્યાદિ ઇત્યાદિ કારણોને લીધે
ભક્તિપૂર્વક આ લઘુ પુસ્તક
સાથે આપનું મુબારક
નામ જોડી રાખીને
મગરૂર
થઉં
છું.

લી. સેવક

વીરચંદ.

# પ્રસ્તાવના.

વિવેકી જૈન બંધુઓ! કૃપાળુ બ્રિટિશ રાજ્યના ઇનસાફી અમલ તળે આ આર્યાવૃતમાં આપણા લોકોએ વિદ્યાદેવીનું ચરણ સેવન કરવા માંડયું છે. વિદ્યા વડે સત્યાસત્ય, હેયોપાદેય અને સારાસારની સમજણ પડે છે. વિદ્યાના અભાવે હાલમાં આપણી સ્થિતિ આગળ કરતાં ઘણી નબળી દેખાય છે. જેવા વિદ્વાનો, આચાર્યો અને સાધુઓ આપણામાં પુર્વકાળે હતા તેવા આજે નથી. આથી એમ થયું કે દિવસે દિવસે લોકોની સમજશક્તિ ઘટવા લાગી અને તેને લીધે અનેક પ્રકારની ખરાબ રૂઢીઓ આપણામાં પેઠી. જે રીતીઓ વિષે શાસ્ત્રમાં સ્પષ્ટ મના છે, તેવી રીતીઓને દાખલ કરી વિરૂદ્ધાચરણ કરવા માંડયું. વિદ્યાના અભાવે એમ બનતુંજ આવ્યું છે, અને એ પ્રમાણે આપણામાં બને એમાં શું આશ્ચર્ય ? કારણ વિદ્યા એ મનુષ્યને સારાસારનો વિવેક શીખવે છે, પણ અવિદ્યા એતો અવળે રસ્તેજ ચડાવે છે. આથી મારા જૈનભાઈઓ ભુલા પડી અવળે રસ્તે ચડયા અને અન્ય ધર્મીઓને કરતા જોઇ દેખાદેખીથી તેવાં કાર્યો પોતે પણ કરવાં માંડયાં. એક વખત એવો પણ હતો કે આપણું વર્તન નીહાળી અન્યધર્મીઓ તેનું અનુકરણ કરતા. અને આજે એક વખત એવો પણ આવ્યો છે કે અન્યધર્મીઓનું વર્તન નીહાળી આપણે તેનું અનુકરણ કરીએ છીએ. કેટલો બધો અફસોસ! કેટલી બધી દીલગીરી!! લોકોની આટલી બધી ગેરસમજાસ થઇ એનું કારણ શું ? બીજાને પગલે આપણે ચાલ

વા લાગ્યા એનું પ્રયોજન શું ? એજ, એજ, માત્ર વિદ્યાનો અ ભાવ એજ.

સુશીલ બંધુઓ ! પણ હવે તે સમયને નાસવાનો વખત આવ્યો છે, અવિદ્યાએ પલાયન કરી જવા તક સાધી છે અ ને વેહેમાદિ અંધકાર નાશ પામવાની તૈયારીમાં છે. પ્રથમની વિદ્યા, શક્તિ અને કીર્તિ મેળવવાનો સમય લગભગ નજદીક આવ્યો છે. માટે, સુજ્ઞ બંધુઓ! "આવા સુસમયનો લાભ લેવા એકસંપથી ઉઠો. એક તરફ પ્રતાપી બ્રિટિશ સરકારના સુરાજ્યથી વિદ્યારૂપ સૂર્યનો ઉદય થયો છે, બીજી તરફથી મુંબઇની ધી જૈન એસોશીએશન ઓફ ઇંડીઆ (ભારતવર્ષીય જૈન સમાજ) સાંસારિક, ધાર્મિક અને રાજકીય સુધારા માટે મથન કરે છે અને ત્રીજી તરફથી ન્યાયામ્ભોનિધિ મહામુનિરાજ શ્રીમદ્ આત્મારામજી મહારાજ દેશ પ્રદેશ શિષ્યો સહિત વિહાર કરી ધર્મસદ્બોધ આપે છે. હવે કોણ કહેશે કે પ્રથમની સ્થિતિ સંપાદન કરવાનો સમય નજદીક નથી આવ્યો ? કોઈજ નહીં. માટે સર્વે ભાઇઓ આવી સરસ તકનો લાભ લેવા તત્પર થાઓ એજ મારી નમ્ર વિજ્ઞાપના છે.

મુંબઇની ધી જૈન એસોશીએશન ઓફ ઇંડીઆ ધાર્મિક, સાંસારિક અને રાજકીય વિષયો ઉપર ઘણું સારૂં લક્ષ આપે છે. દર માસે જાહેર સભા એકઠી કરી સર્વોપયોગી વિષયો ઉપર યુવાન શ્રાવક વીર પાસે ભાષણો કરાવે છે. લોકોને આથી ઘણી વાર અસર પણ થાય છે. એસોશીએશનનો આ ઉદ્દેશ પ્રશંસનીય છે. અને તેથી સર્વે વાંચનાર ભાઇઓ ખુલ્લા દીલથી એમજ ઇચ્છશે કે એસોશીએશનના મનોરથ ફળીભૂત થાઓ. થોડા વખત

ઉપર 'રડવા કુટવાની હાનિકારક ચાલ'ના નિષેધ વિષે વડોદ-રા નિવાસી ઝવેરી માણેકલાલ ઘેલાભાઇએ એક સરસ ભાષણ આપ્યું હતું. એ ભાષણથી લોકોને તેજ સમયે ખાત્રી થઈ હતી કે એ દુષ્ટ ચાલનું જડમુળથી અવશ્ય નિકંદન થવું જોઇએ. પરંતુ આપણા જૈનભાઇઓમાં એ જ્ઞાન સ્મશાન વૈરાગ્ય સમાન છે. કારણકે આપણામાં ભાષણ સાંભળી રહ્યા પછી ઘેર જંઇને અગર બીજે ઠેકાણે એ વિષય ઉપર મનન યા વિવેચન કરવાની રીતી નથી. અને તેથી સાંભળતી વખતે જે અસર થાય છે તે છેવટ સુધી કાયમ રહી શકતી નથી. જ્યારે આમ છે ત્યારે એનો ઉપાય શું ? આવી ધર્મવિરૂદ્ધ દુષ્ટ ચાલનું નિકંદન કરવું એ તો અવશ્યનુંજ છે. વધારે વિચાર કરતાં મને એમ માલમ પડયું કે આ વિષય ઉપર શાસ્ત્રના પ્રમાણ સહિત એક નિબંધ રચાય અને તે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે તો ઉત્તમ. આ વિચારને અમલમાં આણવાને મેં પ્રયત્ન કર્યો પરંતુ એસોશીએશનના કામના દબાણથી અને મારા ચાલતા અભ્યાસના વખતમાંથી ફુરસદ નહીં મળવાને લીધે મા.ી મુ.ાદ બર આ.ી નહીં. પણ ત્યારે શું આવા એક સરસ િચારને તદ્દન ઉડાવી દેવો એ યોગ્ય છે? કદી નહી. ત્યારે હવે શું કરવું? એવા પ્રશ્ન ઉપરથી સમાધાન ઉપર આવતાં અંતે એવો નિશ્ચય થયો કે એ નિબંધ રચાવવા એક ઇનામ કાઢવું. અને તેમાંથી જેનો સરસ નિબંધ લખાય તેને એ ઇનામ આપવું. અને તેથી ભાવનગરમાં શ્રીજૈનધર્મ હિતેચ્છુ સભા તરફથી નિકળતાં 'શ્રી જૈન હિતેચ્છુ નામના માસિક ચોપાનીઆમાં એ વિષય ઉપર સરસ નિબંધ લખનારને રૂ૨૫-૦-૦ નું ઇનામ આપવાનું જાહેર કરાવ્યું. લખા

ઇ આવેલા નિબંધમાંથી કચ્છ–કોડા નિવાસી ભાઈ રવજી દેવરાજનો લખેલો નિબંધ પસંદ કરવામાં આવ્યો. અને તેને મારા તરફથી જાહેર કરેલું રૂ.૨૫–૦–૦ નું ઈનામ આપવામાં આવ્યું છે. નિબંધમાં બીજી ઘણી અગત્યની બાબતોનો સમાવેશ કરવાની મને જરૂર જણાયાથી મેં તે પ્રમાણે કીધેલું છે. એ પ્રમાણે કર્યા પછી એ નિબંધ આ પુસ્તકરૂપે આપના હાથમાં મૂકું છું. તે આપ અથથી ઇતિ સુધી વાંચી, વંચાવી તેમાથી કિંચિત્ માત્ર પણ સાર ગ્રહણ કરવા ઉત્સુક થશો તો મારો કરેલો શ્રમ હું ફળીભૂત થએલો માનીશ.

જૈન ભાઇઓમાં સસ્તું વાંચન ફેલાવવાને પ્રયત્ન અદ્યાપિ પર્યંત થયો નથી તેથી એવા પ્રયત્નને કાંઈક ઉત્તેજન મળે એવી મારી ઇચ્છા હોવાને લીધે આ નિબંધ મેં એ, ધોરણ ઉપર બહાર પાડયો છે. એટલેકે નિબંધના કદ તરફ નજર ન રાખતાં તેની કીમત માત્ર બેજ આના રાખવામાં આવી છે. આથી રંક અને શ્રીમન્ત તેને એકસરખી રીતે ખરીદ કરી શકશે અને તેથી આશા છે કે આનો બહોળો ફેલાવો થશે. આવી એક નહી પણ અનેક કુષ્ટ ચાલો દુર કરવા રૂપ સાંસારિક સુધારા સંબંધી, ધાર્મિક સુધારા સંબંધી અને રાજકીય સુધારા સંબંધી સસ્તી કીમતે નિબંધો બહાર પાડી લોકોના નજર સામે ધરવાની જરૂરછે. હું આશા રાખું છું કે મારા સ્વધર્મી ભાઇઓ મારી આ ઊલટમાં ભાગ લઈ મને સાહાય્ય થશે. તથાસ્તુ !

વીરચંદ રાઘવજી.

# રડવા કુટવાની હાનિકારક ચાલ વિષે નિબંધ.

## મંગળા ચરણ.

**નમઃ શ્રીવીતરાગાય વીતદોષાય ચાર્હતે ।**

**શોકસંતાપસંતપ્તજનસંપ્રીણનેંદવે ॥**

### તોટક વૃત્ત.

જય આદિ જિનેશ્વર શોક હરા, જય શાંતિ જિનેશ્વર શાંતિ કરા;
જય નેમિ જિનેંદ્ર કૃપાંબુનિધિ, જય પાર્શ્વ જિનેંદ્ર વિખ્યાત અતિ. ૧
જય વીર પ્રભુ ત્રિશલા સુતજી, જસ નામ થકી જય થાય હજી;
ગુરૂ ગૌતમ મંગલ કારિ સ્મરો, સહુ શોક નિવારિ અશોક ધરો. ૨
વળી જંબુ મુનીશ્વર શીલ શુચિ, ગુણ ગાન કરો તસ ધારિ રૂચિ;
કરી મંગલ એ વિધિથી નિરતું, મૃતરોદનરોધન બોધ રચું. ૩

**વિવેકઃ સર્વસૌખ્યાનાં મૂલં શાસ્ત્રે નિરૂપિતઃ ।**

**તતો વિવેકમાર્ગેણ વર્તનીયં વિચક્ષણૈઃ ॥**

સર્વ શાસ્ત્રોમાં વિવેક એજ સમસ્ત સુખોનું મૂળ કહેલછે; માટે વિચક્ષણ પુરૂષોએ વિવેક માર્ગથીજ પ્રવર્તવું (જેથી સર્વ સુખો પ્રાપ્ત થાય.)

**અવિવેકસમુત્પન્ના યા યાઃ સંતીહ રૂઢયઃ ।**

**હાસ્યાસ્પદં પરેષાં તાઃ પરિહાર્યા વિવેકિભિઃ ॥**

અવિવેક એટલે અજ્ઞાન, તેનાથી થયેલી જે જે ખરાબ ચાલો આપણામાં વર્તેછે અને જે ચાલોથી પરધર્મીઓ (ઇંગ્રેજો વિગેરે) આપણી હાંસી કરે છે તેવી ખરાબ ચાલોનો વિવેકી જનોએ દુર થીજ ત્યાગ કરવો.

# शब्द व्याख्या.

શોક રૂદન અને કુટ્ટન એ ત્રણે આર્ત્તધ્યાનવાળા જનોની પ્રવૃત્તિઓ છે. શોક એ માનસિક પ્રવૃત્તિ છે એટલે કે ચિંતા કરવી તેનું નામ શોક. વળી શોકનો અરતિ પણ કહે છે. અર્થાત્ હરેક પ્રિય વસ્તુના વિયોગે અને અપ્રિય વસ્તુના સંયોગે દિલમાં જે સતાંપ કરવો તેનું નામ શોક.

રૂદન (રડવું) એ શોક બતાવનારી બાહેરની વાચિક પ્રવૃત્તિ છે. એટલેકે ચિત્તની અંદર થયેલા શોકને વાગ્દ્વારા બતાવવાની જે પ્રવૃત્તિ તે રૂદન અથવા આક્રંદ કહેવાય છે.

કુટ્ટન (કુટવું) એ શોકની અત્યંત અધિકતા બતાવવા માટે પોતાના શરીર ઉપર કરાતી કાયિક પ્રવૃત્તિ છે. એટલેકે મનમાં રહેલા શોકને વચનથી જાહેર કરી તે શોકની અધિકતા બતાવવા માટે મસ્તક છાતી પેટ વિગેરે કુટવા તેનું નામ કુટ્ટન.

એ રીતે ત્રણે શબ્દોની વ્યાખ્યા કરી હવે તેઓનું સ્વરૂપ કહેવામાં આવેછે.

# स्वरूपाख्यान.

શોક, રૂદન (રડવું) અને કુટ્ટન (કુટવું) કોઇ વખત અંતઃકરણના ભાવથી કરાય છે અને કોઈ વખત માત્ર બીજા લોકોના મન

ને રંજન કરવા અથવા પોતાના અતિસ્નેહિપણાનું ડોળ બતાવવા ફક્ત રૂઢિ તરીકેજ કરાય છે. જેમકે પુત્રના મરણથી માબાપ અને ભરતારના મરવાથી તેની સ્ત્રી આદિ અતિસ્નેહિઓ ઘણું કરીને અંતઃકરણથી શોક, રૂદન આદિ કરે છે. પરંતુ થોડો સ્નેહ ધરાવનારા અથવા અંદરથી અભાવ રાખનારા સગાવહાલા તથા સાધારણ મિત્ર મંડળ ઘણું કરીને જે શોક રૂદન આદિ કરે છે તે માત્ર બીજાને ખુશી કરવા યાતો અતિસ્નેહિપણાનું ડોળ બતાવવા માટેજ ફક્ત રૂઢિ તરીકે કરવામાં આવેછે.

'શોક કરવો, રડવું અને કુટવું' એના શબ્દાર્થ અને સ્વરૂપ જણાવ્યા પછી એ પ્રવૃત્તિઓથી શું શું માઠાં ફળ ઉત્પન્ન થાય તેનો હવે વિચાર કરીએ.

## दोषविवेचन.

આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, શુકલધ્યાન અને ધર્મધ્યાન એ ચાર ધ્યાન માહેલા આર્ત્તધ્યાનમાંજ શોક રૂદન વિગેરેની પ્રવૃત્તિઓ રહેલી છે. એમ શ્રી ચતુર્દશ પૂર્વધર ભગવાન શ્રીભદ્રબાહુ સ્વામિજીએ આવશ્યકનિર્યુક્તિના ધ્યાનશતકમાં કહેલું છે—

**तस्सय कंदण सोयण परिदेवण ता[illegible]णाइंलिंगाइं,**
**इट्ठाणिट्ठविओगाविओग वेअणनिमित्ताइं १५.**

અર્થ—તે ધ્યાનના આક્રંદન, શોક, રૂદન અને કુટ્ટન એ લિંગો છે; અને તે લિંગો ઈષ્ટ વસ્તુના વિયોગ, અનિષ્ટ વસ્તુના સંયોગ અને વેદના એ ત્રણ હેતુઓથી થાયછે.

અને આર્ત્તધ્યાન એ તિર્યગ્ગતિનો મુળ હેતું છે. કહ્યું છે કે

## अदृभ्भाणं संसारवद्धणं तिरियगइमूलं १०

એટલેકે આર્તધ્યાનથી જીવને કાંઈ પણ લાભ નહી મળતાં ફોગટ કર્મબંધન થાય છે અને તેથી ભવાંતરે તિર્યંગાદિ ગતિ પ્રાપ્ત થાય છે. માટેજ એ આર્તધ્યાનનો ત્યાગ કરવાનીજ તજવીજમાં સત્પુરૂષોએ પ્રવર્તવું એમ શાસ્ત્રકાર કહેછે.

## [illegible]मूलं वज्जेयव्वं पयत्तेणं १८

એટલેકે આર્તધ્યાન સર્વપ્રમાદનું મૂળછે તેથી પ્રયત્નથી તેનો ત્યાગજ કરવો.

ઘણો ઉંડો વિચાર કરી જોતાં માલમ પડે છે કે ગઈ વસ્તુનો શોક કરવો એતો મૂર્ખતાનું લક્ષણ છે. એકવાર ભોજરાજાને કાળીદાસ કવિએ કહ્યું હતું કે

गतं न [illegible]ोचामि कृतं न मन्ये,
खाद[illegible] गच्[illegible]ामि [illegible]सन्न जल्पे ।
द्वाभ्यां [illegible]तीया न भवामि राज[illegible],
किं कारणं भोज भ[illegible]ामि मूर्खः ॥

અર્થ—હું ગઈ વસ્તુનો શોક કરતો નથી, કરેલી વાતનો વિચાર કરતો નથી, ખાતા ખાતા ચાલતો નથી, હસતા હસતા બોલતો નથી, બે જણ એકાંતમાં વાત કરતા હોય ત્યાં ત્રીજો થતો નથી તો હે ભોજરાજ તમે મને મૂર્ખ કહી શા માટે બોલાવ્યો?

તેજ પ્રમાણે માણસના મુવા પછી અતિશય રડવું કુટવું એ પણ મૂર્ખતાજ છે. આપણા રડવા કુટવાથી મરી ગયેલો પાછો આવતો નથી. પ્રાણી માત્ર પોતાના આયુઃક્ષયે મરણ પામે છે તેમ આપણે પણ આપણા આયુઃક્ષયે મરણ પામીશું ! એવા દૈવાધાન કાર્યમાં અતિશય શોક રૂદન આદિ કરવા એ શું ? વળી મુવા પાછળ અતિશય રડવું કુટવું એ ધીરજની ખામી બતાવી આપે છે. અને ધીરજ વિનાના માણસોથી કોઈ પણ મોટા કામો પાર પડતા નથી એતો સર્વ કોઈ જાણેજ છે.

અતિશય રડવા કુટવાના રીવાજથી શું શું ગેરફાયદા છે, તેનું વર્ણન કરતા પહેલા માણસના મરણ પહેલાં તેના સગા સંબંધીઓ અને મિત્રોની શી ફરજ છે તે જાણવાની આવશ્યકતા છે.

## अंतकाल समये सगा स्नेहिओनो धर्म.

અકસ્માત્ મરણની પાસે માણસમાત્ર નિરૂપાય છે. (અને તેથીજ શાસ્ત્રકારો કહે છે કે હાલતા ચાલતા અને દરેક કામ કરતા માણસે પોતાનું ચિત્ત ઘણુંજ નિર્મળ રાખવું) તેથી જ્યારે કોઈ માણસ થોડા વખત સુધી પણ માંદગી ભોગવી મરણ પામે છે તેના પ્રત્યે તેના સગાવહાલાઓનો ધર્મ એ છે કે બેવી ઔષધ ઉપચારથી બને તેટલી ચાકરી કરવી. તેનું મન દુષ્ટ ધ્યાનમાં પેસવા દેવું નહી, ધર્મકથાઓ વિગરે ચાલુ રાખી તેનું મન નિર્મળ રાખવું. આડી અવળી વાતો કરવી નહી. કેટલાએક મૂર્ખો તેના દુઃખનો કાંઈ પણ ઉપાય નહી લેતા ઉલટા રડવા કુટવા મંડી જાય છે, બીલકુલ ધીરજ રાખતા નથી. આથી કરી મરનારનું ચિત્ત તદન ડોળાઈ જાય છે, તેની મનોવૃત્તિ સાંસારિક ભાવમાં બંધાતી જાય છે, તેના દુઃખમાં વધારો થતો જાય છે. કેટલાએક તો મરના

રના મરણ પહેલાં તેને ન્હવરાવે છે. આથી પેલાનો જીવ ઘણો ગ ભરાય છે. ન્હવરાવે છે એટલુંજ નહી પરંતુ મરનાર માણસના પ્રા ણ કંઠમાંજ છે એવે વખતે એક ભીંજવેલી જગામાં સુવરાવે છે. અને તેથી તેના પ્રાણ લેનાર સૌથી પહેલાં તેના સગાઓજ થઈ પ ડે છે. ખરેખર આ તેના સગા નહી પણ શત્રુજ સમજવા. જો તે માણસના શરીરમાં જરા પણ શક્તિ હોય તો તરતજ તેના સગાઓને આવા ઘાતકી કામને માટે લાકડી લઈને મારવા ઉ ઠત. એવા સગાઓ તેના મિત્ર નથી પણ કટ્ટા દુશ્મનજ છે. ખરા સ્નેહીઓનો ધર્મ એથી જુદોજ છે. તેઓતો પહેલેથી છેવટ સુધી તે ની સદ્ગતિ થાય એવાજ ઉપાયો લે છે. ઔષધ ઉપચાર વિગેરેથી તેની સારી સેવા બજાવે છે, રડવા કુટવાનો શબ્દ પણ તેના કાન માં જવા દેતા નથી. જ્યાં સુધી તેના કંઠમાં પ્રાણ છે ત્યાં સુધી તેની શૈય્યા બદલાવતા નથી. રાગરાગડા તાણી તેનું મન ડોળી ના, ખતા નથી. ઉલટા ધર્મવાણીથી તેના ચિત્તને નિર્મળ કરે છે. એવા જે હોય તેજ તેના સગાઓ, તેજ તેના વહાલાઓ અ ને તેજ તેના ખરા મિત્રો, બાકી બીજાતો ડોળઘાલુ માત્ર નામનાજ સગાઓ.

## मरण पछी श्मशाने जती वखतनो दरवाव.

હાલના વખતમાં મુવેલા માણસને શ્મશાને લઈ જતી વખ તનો દેખાવ સુધરેલી પ્રજાને ઘણોજ હાસ્યપાત્ર થઈ પડે છે. ઘર માંથી મુડદાને બહાર કાઢ્યું કે તરતજ સ્ત્રીઓ ધબડ ધબડ કુટતી અને લાંબા અવાજે રડતી શરીરનું કાંઇ પણ ભાન નહી રાખતાં સસરા ભર્તારની લાજને પરદેશ મુકી તેની પાછળ થોડે દૂર જાય છે. પુરૂષો પણ રડવામાં કાંઈ બાકી રાખતા નથી. પોક પોક મુકી

એટલા તો મોટા અવાજથી તેઓ રડે છે કે સારા વિચારના સદ્ગૃહસ્થો તેમનું તે રડવું જોઇ હસે છે. કોઈતો કેડે હાથ દઈ એવાતો મોટા ઘાંટા કાઢે છે કે તે વખતે તેની આકૃતિ ઘણી બીહામણી થઈ જાય છે. મોટા મોટા ઘાંટા કાઢી (અને તે વળી) જાહેર રસ્તામાં રડવું એથી મરનારના માનનો ભંગ થાય છે. ઊંડો વિચાર કરી જોતા માલમ પડે છે કે મરનારની પાછળ જતા લોકોનો સમુદાય એ એક શોકરાજાનો વરઘોડોજ છે. વરઘોડામાં માણસોએ રીતસર ચાલવું જોઈએ, ગંભીરતા બતાવવી જોઈએ, તેને બદલે ઉલટા બીજા લોકોને મશ્કરીના પાત્ર થઇ પડે એવો દેખાવ ખડો થાય છે. દુનીયાનો સ્વાભાવિક નિયમ છે કે મુડદુ જોવાથી માણસના મનમાં વૈરાગ્યરસ પ્રગટે, તો આવે પ્રસંગે લોકોએ એવી રીતે વર્તવું જોઈએ કે તેમના વર્તનથી બીજા લોકોના મનમાં વૈરાગ્ય વધતો જાય. તેમ નહી કરતા હાલના વખતમાં જુદીજ રીતે વર્તન થાય છે. કેટલાએક તો ફકત બીજાને બતાવવા માટે ઢોંગ કરીને રડે છે. વળી કેટલાએક જયાં સુધી ગામની અંદર શબ હોય ત્યાં સુધીજ કાંઇક રડે છે પણ દરવાજા બહાર ગયા કે બધા ચુપ થઇ જાય છે અને મરજીમાં આવે તેવી આડી અવળી વાતો કરતા સ્મશાને પહોંચે છે. તેઓને શરમ પણ નથી આવતી કે મરણ જેવા ગંભીર અવસરે આડા અવળા ગપ્પાં કેમ મારીએ.

## સ્મશાન.

સ્મશાનમાં પહોંચ્યા એટલે શોક તો બધો દૂર થઈ ગયેલો જણાઇ આવે છે. કોઇ કંઇ વાત કરે છે, કોઇ કંઈ વાત કરે છે. કોઇ હસીને ગપ્પા માર્યા કરે છે. આ પ્રમાણે સ્મશાનમાં જુદી જુદી ટોળીઓ થઇને જુદે જુદે ઠેકાણે બેસે છે. કોઇ અજાણ્યો

અને આ દેશની રૂઢિથી બીનમાહિતગાર શખસ ત્યાં આવ્યો હોય તો એમજ ધારે કે આ લોકો જરા ગમ્મત કરવા અહીં આવ્યા છે. અફસોસ! અફસોસ!! કેવી ધિક્કારવા યોગ્ય રીતિ! મરણ પ્રસંગે ગપ્પા શા મારવા! જે પ્રસંગે ગંભીરતાનો તે વખતે ઠઠા મશ્કરી શી!! આવા પ્રસંગે ઘણીજ ગંભીરતા રાખવી જોઈએ. મરજી મુજબ વરતી મરનારનું તેમજ પોતાની જ્ઞાતિનું માનભંગ કરવું નહી જોઈએ.

મુડદાને બાળ્યા પછી પાછા આવતી વખતે કોઇ અગાઉથી પોબારા ગણી જાય છે, કોઇ મરનારના ઘરની પાસે અમુક જગાએ જઈને બેસે છે એવા ઇરાદાથી કે બધા સ્મશાનમાંથી આવે ત્યારે તેમની સાથે જોડાઇ મરનારને ઘેર જવું. આ પ્રમાણે પહેલાતો બધા જુદા પડી જાય છે અને છેવટે એકઠા થઇ જાય છે. આમ કરવાથી બીજા લોકોને તેઓ સ્પષ્ટ બતાવી આપે છે કે આ બધુ પરાણે પણ લોકલજ્જાને લીધે અમારે કરવું પડે છે. આથી અવિદ્યાથી ઉત્પન્ન થતા પરિણામો લોકોની દૃષ્ટિએ પડે છે. છતાં પણ લોકો સુધરવા માગતા નથી એ કેટલી દીલગીરી! મરણ એ હસવાનો અથવા હસી કાઢવાનો સમય નથી, એમ બધા લોકો જાણે છે. ત્યારે શા માટે તેઓ પોતાની જ્ઞાતિનું માન સાચવતા નથી!

હવે આપણે પ્રસ્તુત વિષય ઉપર આવીએ.

---

## रडवुं, कुटवुं.

સાહજિક શોક રૂદન—જે શોક, રૂદન રૂઢિથી નહી પણ હૃદયમાં રહેલા કરૂણારસ સંકલિત સ્નેહથી થાય છે

અને જેને અટકાવવો ઘણો મુસ્કેલ છે તેનું નામ સાહજિક શોક રૂદન. જેમ કે સતી સ્ત્રી પોતાના પ્રાણનાથના મરણથી તથા માતા પોતાના પાલક પોષક વિનીત પુત્રના વિયોગથી જે શોક રૂદન કરે છે તે ખરેખર નિમિત્તના યોગે ઉત્પન્ન થયેલ હોવાથી સાહજિક શોક રૂદન ગણાય. કેમકે પોતાના શૃંગાર દીપક શીરછત્ર પ્રિયપતિના મરણથી શીલવતી સ્ત્રીના પર પડતો દુ:ખનો વરસાદ બેહદ છે તેમજ માતાને પુત્રના વિયોગથી પડતી આપદા પણ તેના જેવીજ છે. તેથી આવા સબળ હેતુથી ધૈર્યવૃત્તિ ખંડિત થાય અને સ્નેહને લીધે અશ્રુપાત થાય એ સહજ છે. તે શોક તેની આપ્તતના પ્રમાણમાં સાધારણ છે. પણ યાદ રાખવું જોઈએ કે જો આ શોક રૂદન પણ રૂઢિરૂપે ઘણા કાળ સુધી ટકી રહ્યું તો તેની સાહજિકતા ટળી જાય છે.

રડવા કુટવાના રીવાજને અનુસરનારા લોકોમાંથી પ્રત્યેક જુદી જુદી અપેક્ષાએ અનુસરે છે, મા બાપ પોતાનો નિર્વંશ જવાથી રડે છે, સેવક પોતાનો પાળનાર જવાથી રડે છે, સ્ત્રી પોતાનો ભર્તાર જવાથી રડે છે, પુત્ર તેનો પિતા જવાથી રડે છે, બીજા સંબંધીઓ તેની ખોટ પડવાથી રડે છે, કેટલાએક તેના ઉત્તમ ગુણોને માટે રડે છે, કેટલાએક પોતાના સ્વાર્થભંશને માટે રડે છે. આ પ્રમાણે જુદા જુદા કારણોથી જુદા જુદા શખસો દીલગીર થાય છે એમાં નવાઇ નથી.

કર્તૃવિભાગ-હવે આ શોક રૂદનાદિ કરનારા પુરૂષોના વિભાગ કરી બતાવું છું.

૧. ઊત્તમોત્તમ, ૨ ઉત્તમ, ૩ મધ્યમ, ૪ અધમ.

૧. જે સમ્યકત્વ રત્નથી વિરાજિત ગાત્ર, વિવેક રૂપી દીપકથી ઉદ્યોત પામેલા માર્ગમાંજ પ્રવર્તનારા, ભવસ્વરૂપચિંતક, ધીરસ્વ-

ભાવી અને શાંતમુદ્રાવાલા સજ્જનો તે ઉત્તમોત્તમ.

૨. જેઓ સમ્યકત્વરહિત છે પણ નીતિમાર્ગમાં મહાકુશળ, જગતમાં પંડિત રૂપે વખાણાયેલા, પ્રકૃતિથી ધીર અને સુધારાની પદ્ધતિ ઉપર ચાલનારા તે આ શોક રૂદનના પ્રસ્તાવમાં ઉત્તમ.

૩. જેઓ સત્વહીન અને સ્વભાવથીજ કાંઈક અધીર પણ બીજી કેટલીએક સામાન્ય રીતીથી સુધરેલા તે મધ્યમ.

૪. અને જેઓ એકદમ સત્વહીન અને ખરેખરા કાતર તેમજ મોહિત તે અધમ પુરૂષ જાણવા.

તેમાંથી ઉત્તમોત્તમ પુરૂષો શોકકારક બનાવ બનતાં ધર્મમાં જ વિશેષે પ્રવર્તે છે. ઉત્તમ પુરૂષો ભાવિ ભાવ વિચારી વિકાર પામતા નથી; મધ્યમ પુરૂષો અશ્રુપાત કરી શોક દૂર કરે છે; પણ અધમ જનોજ કુટે છે. કહ્યું છે કે;

**ओमिति पंडिता कुर्युरश्रुपातं च मध्यमाः ।**
**अधमाश्च शिरोघातं शोके धर्मं विवेकिनः ॥**

અર્થ—પંડિત પુરૂષો શોકમાં એમ સમજે છે કે જે થવાનું છે તે થાય છે માટે ચિંતા કરવાની શી જરૂર? મધ્યમ પુરૂષો અશ્રુપાત કરે છે અને અધમ પુરૂષો માથું કુટે છે. પણ વિવેકી પુરૂષો તો શોકમાં ધર્મજ કરે છે.

---

## [illegible]ળની રૂઢિ.

વાંચનાર એટલું તો કબુલ કરશે કે આખા હિંદુસ્તાનમાં તેમજ બીજા કોઈ પણ દેશમાં ગુજરાતની સ્ત્રીઓ જેમ અમર્યાદ રીતે કુટે છે અને રડે છે તેમ કુટવાનો અને રડવાનો ચાલ આજ પ-

યંત સાંભળવામાં આવ્યો નથી. જો કોઇ પણ ચાલને માટે આપણા ગુજરાત વાસી બંધુઓને શરમાવાનું હોય અને બીજી સુધરેલી કોમની આંખમાં આબરૂને કલંક લાગતુ હોય તો તે મરણ પાછળ રડવા કુટવાનો નષ્ટ રીવાજ છે. અને કદાચ કોઇ એમ પ્રશ્ન કરે કે લાંબા વખતથી જડ મૂળ ઘાલીને પાયમાલ કરનારો કોઇ પણ રીવાજ હજી સુધી ગુર્જર પ્રજાને રીબાવી રીબાવી દુખ દે છે? તો અમે કહીશું કે હા, તે રીવાજ મરણ પાછળ રડવા કુડવાનો હજી અમારામાં વિદ્યમાન છે.

મરણ પ્રસંગે આપણાં બૈરાંઓની રડવા કુટવાની વર્તણુક કંઈક જુદીજ તરેહની હોયછે. મુડદું ઘરમાંથી બહાર નીકળ્યું કે જાણે ધુંધવાતો ધુંધવાતો પ્રજવલિત થઇને જ્વાલામુખી ફાટયો હોય નાં! તેમ તેઓ છાતીને માથું કુટવા મંડી જાયછે અને પુરૂષોની બીલકુલ શરમ નહીં રાખતાં માથાના વાળો છુટા મેલી માર પછાડ કરે છે. ચકલા સુધી મુડદાંને વળાવી ઘેર આવી ધબડધબડ છાજીયાં લેવા મંડી જાયછે. છાજીયાંની ખુબી તો કાઠિઆવાડમાં ગોઘા, ભાવનગરનીજ જોઇ લ્યો! કાઠીયાવાડી આપણી કોમને કોઇ પણ જુની રૂઢિને માટે મગરૂર થવાનું હોય તો તે આ પ્રાણઘાતક રડવા કુટવાની રૂઢિ છે! કોઇ પુછે કે કાઠીયાવાડની સ્ત્રીઓની પ્રખ્યાતિ શામાં રહેલી છે તો અમે બેધડક જવાબ આપીશું કે રડવા કુટવા અને રાજવણ ગાતા તથા છાજીયા લેતા શીખવું હોય તો ઉતમ શિક્ષકો તમને કાઠીયાવાડી સ્ત્રીઓમાં મળી શકશે! અને જો કોઇ પુછે કે કાઠીયાવાડી સ્ત્રીઓનું શુરાતન શામાં રહેલું છે તોપણ અમે એનો એજ જવાબ આપીશું કે "રડવા કુટવામાંજ."

ઘણે ઠેકાણે રાજની ગાવાની રશમ હોયછે. એ રાજવીમાં પરાક્રમી અને સુખવાસી પુરૂષોના અને તેમના ઉપભોગની વસ્તુઓનાં

દૃષ્ટાંત આપી તેમને સ્મૃતિમાં લાવે છે. એ રાજવી ગાતાં ગાતાં અને કુદતાં કુદતાં બૈરાંઓ ઉપરા ઊપરી પછાડી ખાયછે. છાયલનો ઉપલો છેડો કાઢી નાખી કમ્મરે લપેટી હાથના વિચિત્ર ચાળા કરે છે અને માથાના વાળનું બીલકુલ ભાન નહીં રાખતાં તેઓ ડાકણ અને ભીખારણો જેવી દેખાય છે.

ઘરના આંગણામાં અને ઘણીવાર જાહેર રસ્તા ઉપર તેઓ ગોળ આકૃતિમાં ઉભાં રહે છે અને તેમની વચમાં ચાર સ્ત્રીઓ માંથી બબ્બે સામસામી થઇ હાથ ઉંચા કરી રાજવણ ગીતના તાલ સાથે છાતીમાં પછાડે છે. ગોળ આકૃતિમાં ઉભી રહેલી સ્ત્રીઓ પણ છાતી ઉપર હાથ પછાડી ગીતમાં ટેકો પુરે છે. આ પ્રમાણે થોડો વખત ચાલ્યા પછી વચમાં ઉભી રહેલી ચાર સ્ત્રીઓ જાયછે અને બીજી ચાર સ્ત્રીઓ આવે છે, અને પાછું તેમનું ગીત, અને કુટવું શરૂ થાયછે, એવામાં ઘણો શોક થયો છે એવું બતાવવા કોઇ સ્ત્રી એકાએક પછાડી ખાય છે. અને તેને ઉંચકી લેવા બીજી સ્ત્રીઓ દોડી આવે છે. સરીયામ રસ્તામાં નાગા ઉભા રહેવું અને હાથ તથા શરીરના વિચિત્ર ચાળા કરવા એ મર્યાદાથી ઘણું બહાર છે. વેશ્યાઓ નાચે છે તે પણ ઘરમાં અને મર્યાદા તથા માન સહીત. પણ આપણી સ્ત્રીઓ તો તેના કરતાં પણ વધારે કરે છે. હજારો લોકો દેખે ત્યાં ઉઘાડે શરીરે, જંગલી અને બેમર્યાદ ચાળા કરવા એ કેટલું હલકું અને શરમ ઉપજાવનારૂં છે તેનો સદ્‌ગૃહસ્થો તમેજ વિચાર કરી લો! બૈરાંના ટોળાંની આસપાસ પારકા લોકોની ઠઠ મળે છે તેઓ તેમનાં ઉઘાડાં શરીર અને ચાળાઓ જોયા કરે છે. ખરેખર આશ્ચર્ય તો એ છે કે જે સ્ત્રીઓ લુગડાને માથાથી સવા હાથ બહાર કાઢી લાજ કાઢે છે તેઓ આ પ્રસંગે ઘણીજ નિર્લજ અને બેમર્યાદ વર્ત્તણુક ચલાવે છે! આવે પ્રસંગે જે સગાંઓ પોતાનાં અંદ-

રખાનેથી દુશ્મન હોય છે તેઓ બધાં છીદ્ર નિહાળે છે અને પ્રસંગ આવે બહાર પાડે છે. ઝેરી જનાવર સારાં પણ વેરી સગાં ભૂંડાં !

રડવું કુટવું એટલેથીજ અટકતું નથી. જે ઘરમાં મરણ થયુ હોય કે જેને ઘેર કાણ માંડી હોય તે ઘરની સ્ત્રીઓના તો ભોગજ સમજવા. અને તેમાં ઘર મોટું અથવા કુલીન કહેવાતું હોય તે ઘરની સ્ત્રીઓના તો સંપૂર્ણ ભોગ. તેમને ઘેર બીજી સ્ત્રીઓ કુટવા આવેછે, તે કુટવા આવનારી સ્ત્રીઓનો એક વખત કુટવાથીજ છુટકો થાયછે પરંતુ ઘરની સ્ત્રીઓનો તેમ થતો નથી. તેમને તો દરેક કુટવા આવનાર સ્ત્રીની સાથે કૂટવું પડે છે. વળી તે કુટવામાં જો કાંઈ ખામી આવી તો જ્ઞાતિમાં તેની નિંદા થાયછે અને રડતાં કુટતાં પણ આવડતું નથી એવી છાપ લોકોમાં પડી જાય છે.

આહા! રૂઢિ કેવી બલવાન છે! એ રૂઢી એટલી તો ઉંડી ઠેઠલી છે કે તેના સેવકો પોતાના મન તથા શારીરની દરકાર પણ રાખતા નથી, પરજ્ઞાતિમાં થતો નિંદાથી પણ ડરતા નથી, અને પરલોકમાં થતી અવગતિનું તો ભાનજ ક્યાંથી હોય! ધિક્કાર છે એવી રૂઢીને !!

રડવું કુટવું વિગેરે ફકત થોડા દીવસજ ચાલતું નથી. ઘણી જગાએ મહીનાના મહીના સુધી દિવસમાં બેચાર વખત રડવાનું શરૂ રહ્યા કરે છે. મરનારના વિયોગે રહેલાં સગાંઓ કાણ માંડે છે અને કાણે જાયછે. વરસમાં આ પ્રમાણે મરનારને ઘેર ઘણી કાણ આવે છે અને તેથી મરનારના વાલીઓ શરીરે અને પૈસે દુ:ખી થાય છે. તેની બીજાઓને તો દરકાજ હોતી નથી. સામો ઘણી મરે કે જીવ તો રહે તેની કશી ચીંતા હોતી નથી પણ તેને અને તેના ઘરના માણસોને રડાવી કુટાવી હેરાન હેરાન કરી નાખવા એજ શુરાપણું!

હાલના વખતમાં રડવા કુટવાની ચાલ તો ઘણીજ જરૂરની થઈ

પડી છે. પરાણે પણ રોવું ને કુટવું તો ખરૂંજ. કુટતી વેળાએ હૃદયના ખરા શોકનાં કરતાં વધારે વિચાર તો સ્ત્રીઓને હાલના વખતમાં એજ આવે છે કે આપણાથી બરાબર કુટાતું હશે કે નહીં? આપણને કોઇ મુર્ખ તો નહીં કહે? એ ઉપરથી ખુલ્લું છે કે હાલનું રડવું અને કુટવું ફકત લોકોને બતાવવા માટેજ છે.

પુરૂષો પણ રડવા કુટવામાં ભાગ લે છે. કાઠિઆવાડ વિગેરેમાં મરણ સમયે પુરૂષો મોટું પોકરાણ કરી મૂકે છે. મુડદાની પાછળ તેઓ મોટેથી પોકાર કરતા ચાલે છે. કેટલાએક એવી તો જંગલી રીતે રડે છે કે તેથી બીજા લોકો તેમની હાંસી કરે છે તોપણ તેમને ભાન રહેતું નથી. સ્ત્રી જાતિ કરતાં પુરૂષો વધારે સમજુ ને દક્ષ છતાં આવી રૂઢી ચલાવ્યા કરે છે એ તેમને વધારે શરમ ભરેલું છે.

હે પરમેશ્વર! કયારે એવો દીવસ આવશે કે રડવા કુટવાથી થતા ગેરફાયદા આપણા લોકો સમજે!

---

## रडवा कुटवाथी गेर फायदा.

શોક એટલે ચિંતા અને ચિંતાને શાસ્ત્રમાં રાક્ષસીની ઉપમાથી બોલાવે છે, નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે,

**चिंतया नश्यते रूपं चिंतया नश्यते बलं ।**
**चिंतया हीयते ज्ञानं व्याधिर्भवति चिंतया ॥**

અર્થ—ચિંતા કરવાથી રૂપ નાશ પામે છે, ચિંતાથી બલ નષ્ટ થાય છે, ચિંતાથી જ્ઞાન મંદ થાય છે, વલી ચિંતાથી અનેક પ્રકારની વ્યાધિઓ ઊત્પન્ન થાયછે.

ચિંતા બડી અભાગણી, પડી કાલજા.ખાય,
રતી રતીભર સંચરે, તોલા ભર ભર જાય. ૧
ચિંતાસે ચતુરાઈ ઘટે, ચિંતા બુરી અથાગ,
સો નર જીવિત મૃતહિ હૈ, જ્યાં ઘટ ચિંતા આગ. ૨

શરીરને નુકશાન,—શરીરનું બંધારણ એવું છે કે આહાર તથા નિહાર નિયમ પ્રમાણે રહે ત્યાં સુધી તંદુરસ્તી સારી રહે. એમાં જરા પણ ફેરફાર થયો કે તરતજ શરીરમાં રોગ પેસવાનો. જેટલો વિકાર પોતાની મેળે શરીરમાંથી નીકળે છે તેના કરતા વધારે આપણે ખેંચી કાઢીયે તો શરીર ક્ષીણ અને દુર્બળ થઈ જાય છે. વૈદક શાસ્ત્ર કહે છે કે કાન અને આંખની વચમાંના ભાગની અંદર (લમણામાં) બે ડુક્કા હોય છે તેમાં લોહીમાંનો પાણીનો ભાગ તથા કેટલાક ખાર જુદા પડે છે. એ ખારૂ પાણી આંખને રસ્તે બહાર નીકળે છે તેને આપણે આંસુ કહીયે છીયે. ભય, શોક, ક્રોધ, પ્રીતિ, શૂર વિગેરે મનોવૃત્તિઓથી લોહીની ફરવાની ગતિમાં ઘણો ફેરફાર થાય છે. લોહી જ્યારે એકાએક ઊકળે છે અને ગતિ ઘણી ઊતાવળી થાય છે ત્યારે પેલા ડુક્કાઓમાં ઘણું પાણી જુદુ થઈ જાય છે અને પરિણામ એવું આવે છે કે આંસુ ઘણા બહાર આવે છે. જે લોહીનું વીર્ય થાત તે લોહી ફોકટ પાણી થઈને આંસુરૂપે બહાર નીકળી જાય છે તેથી આંખને ઘણું નુકશાન થવાની સાથે તેજ ઘટી જાય છે.

કુટવાથી પણ ઘણા ગેરફાયદા છે. છાતી તથા આંખ લાલ ચોળ થઈ જાય છે, છાતીમાં ચામઠા પડી જાય છે, અને ઘણીવાર લોહી નીકળે છે. વળી પછાડીઓ ખાવાથી પેટમાં અનેક તરેહના રોગ ઉત્પન્ન થાય છે, સ્ત્રીઓનું કમળ ઘણીવાર ઉંધુ થઈ જાય છે, મુત્રાશયમાં બીગાડ થવાથી પીશાબ બંધ થઈ જાય છે અને

તેથી ઘણી વાર મરણ પણ નીપજે છે. છાતીમાં કુટવાથી તે ઠે-કાણે તથા આસપાસની નસો ચગદાઈ જાય છે તેથી સોજો ચડે છે અને ગુમડાઓ વિગેરે થાય છે. સ્તનની અંદર પણ રોગ પેદા થાય છે, અંદરનું દુધ બગડે છે તેથી ધાવણાં છોકરાં રોગી થાય છે અને તેને લીધે તેમનો કાયાનો બાંધો તુટી જાય છે, શરીર પીળા પચ થઇ જાય છે, અંગબળ તદન ઓછું થઈ જાય છે, વીર્ય નબળુ થઈ જાય છે એટલુજ નહી પણ છોકરાં નાની ઉમરમાં મરી જાય છે. આપણી સતતિ તદન નિર્બળ છે તેનું આ રડવા કુટવાની હાનિકારક ચાલ એક મુખ્ય કારણ છે.

રડવા કુટવાથી ગર્ભવંતી સ્ત્રીઓને ઘણું નુકશાન થાય છે. ઘણો શોક કરવાથી છોકરૂ રોગીષ્ટ જન્મે છે, અધુરે ગર્ભ પડી જાય છે. શ્રીકલ્પસૂત્રની કલ્પલતા નામની ટીકામાં કહ્યું છે કે

**कामसेवा....प्रस्खलनपतनप्रपीडनप्रधावनाभिघातविषमशयनविषमासन....अतिरागातिशोक....आदिभिर्गर्भपातो भवेत्**

અર્થ—કામ સેવવાથી, ઠેસ વાગવાથી, પડવાથી, પીડા થવાથી દોડવાથી, ધક્કો વાગવાથી, બરાબર નહી સુવાથી, બરાબર નહી બેસવાથી અતિ પ્રીતિ બતાવવાથી, અતિ શોક કર્યાથી, વિગેરેથી ગર્ભ પડી જાય છે.

પછાડીયો ખાધાથી પેટમાં ગાંઠ ઉત્પન્ન થાય છે. આને લીધે જુવાન સ્ત્રીઓનો બાંધો તુટી જાય છે અને ભર જુવાનીમાં છતાં મુડદા જેવી દેખાય છે. છોકરીઓને જાણી જોઇને રડતા કુટતા શીખવવામાં આવે છે તેથી તેમ કરનારા લોકો જાણી જોઇને છો-

કરીઓના શરીરમાં રોગ પેસારે છે.

---

# शोकथी मन उपर थती असर.

શરીર અને મનને એટલો તો નિકટનો સંબંધ છે કે શરીરના રોગથી મન બગડે છે અને મનના રોગથી શરીર બગડે છે. શરીર સારૂ હોય છે તોજ મન સારૂ હોય છે અને મન સારૂ હોયછે તોજ શરીર સારૂ હોય છે. ચિંતા કરનારા, પારકાના સુખે અદેખાઈ કરનારા, ફોકટની ફીકર વહોરી લેનારા સખસોના શરીર કેવા નિ-બળ હોય છે તે તો વાંચનાર જાણેજ છે, આકરા મીજાજવાળા, ઘડી ઘડીમાં તપી જનારા, ઉકળતા લોહી વાળા મનુષ્યોની કાયા કેવી કૌવત વીનાની હોય છે તે કાંઇ વાંચનારને સમજાવવાની જરૂર નથી. વૈદકશાસ્ત્ર કહે છે કે મનને હદ કરતા વધારે શ્રમ આપ-વાથી તનની શકિત ઘટે છે, પાચન શકિત ઓછી થાય છે, કામ કરવાનો ઉત્સાહ રહેતો નથી, જ્ઞાનતંતુઓ નબળા પડી જાય છે, ક્ષયરોગ ઉત્પન્ન થાય છે અને છેવટે અકાળ મૃત્યુ થાય છે. ભુખ્યા હોઇએ છીયે ત્યારે કાંઇ કામ થતું નથી, શરીર ક્ષીણ થઇ જાય છે ત્યારે બુદ્ધિ પણ ઘટે છે ને સ્મરણ શક્તિ મંદ થાય છે.

શરીરના રોગના ઉપાયો સહેલાઇથી મળી આવે છે પણ મનના રોગના ઉપાયો મળી શકવા કઠિણ છે. વિયોગને લીધે ઘણા સ્ત્રી પુરૂષો, માબાપ અને છોકરાં દુઃખી થાય છે. લગાર પણ શોક કર્યાથી શરીરમાં વિકાર ઉત્પન્ન થાય છે તો લાંબા વખત સુધી શોક કરવાથી, રડવાથી અને કુટવાથી ભયંકર પરિણામો નીપજે એમાં શુ આશ્ચર્ય! રોજને રોજ શોક કરવાથી મન બગડી જાય છે, બીલકુલ ઘર-નું કામ સુઝતું નથી, બુદ્ધિ ક્ષીણ થઇ જાય છે, કોઇનું મ્હો

પણ જોવું ગમતુ નથી, છોકરા છૈયાની ખબર લેવી ગમતી નથી. અંતે શરીર અને મન બંને ક્ષીણ થઇ જવાથી મરણ નીપજે છે.

**चित्तायत्तं धातुबद्धं शरीरं**
**नष्टे चित्ते धातवो यान्ति नाशम् ।**
**तस्माच्चित्तं सर्वदा रक्षणीयं**
**स्वस्थे चित्ते बुद्धयः संभवन्ति ॥**

અર્થ–ધાતુથી બંધાયેલું આ શરીર ચિત્ત યા મનને આધીન છે. ચિત્ત નાશ પામવાથી ધાતુઓ નાશ પામે છે, તેથી ચિત્તનું સદા રક્ષણ કરવું. ચિત્ત સ્વસ્થ હોય તોજ બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

## बीजा लोकोना विचार

સુધરેલા લોકો જયારે આપણા બૈરાઓને રડતા કુટતા જુએ છે ત્યારે તેઓ આપણી આ દુષ્ટ ચાલની હાંસી કરે છે. તેઓના મનમાં એમજ વિચાર આવે છે કે આમના બૈરા તદન મૂર્ખ અને વિવેક શૂન્ય છે, તેઓ નિર્લજ; દયા વિનાના, ઢોંગી અને અક્કલશૂન્ય છે. સંસારનો સ્વભાવિક નિયમ એવો છે કે ઘરને શોભાવવું, એ સ્ત્રીનું કામ છે અને આપણા ઘરની શોભા કેટલી છે એવું જાણવા માટે જો કોઇ આપણને આપણી સ્ત્રીઓની આ રીતી માટે પ્રશ્ન કરે તો ભાઇઓ! તમે શું જવાબ દેશો? એ વખતે તમે ફીક્કા પડી જશો. તેથી હરેક રીતે બૈરાઓની આ નિરલાજરી ચાલનો સમૂળ નાશ થાય એવા ઊપાયો લેવા તત્પર થાઓ.

## उपदेश.

માતા, પિતા, ભાઇ, બેન, જમાઇ, દીકરી, બાંધવ, પુત્ર, પ્રિય મિત્ર, પ્યારી ભાર્યા કે બીજુ કોઇ મરણ પામે ત્યારે દીલગીરી પેદા થાય અને રડવું આવે ખરૂં. પણ તે બધું હદમાંજ રહેવું જોઇએ. તેવે સમે શું કરવું તે સમજવું જોઇએ. ઘણા લોકો દુઃખથી બાવરા બની જઇ, આંખોમાંથી ચોધારા આંસુ વરસાવી છાતી અને માથુ કુટે છે તથા ભોંય ઉપર પછાડી ખાય છે. શું આથી તમારો શોક દૂર થાય છે? એમ કરવાથી તો તમારૂં શરીરબળ ઓછું થાય છે, મન નબળુ થઇ જાય છે અને બુદ્ધિ ઘટી જાય છે. અલબત એતો ખરૂ છે કે મરણ સમાન બીજી કોઇ આપત્તિ નથી. ધન ગુમાવ્યું હોય તે મહેનતથી પણ પાછુ મેળવી શકાય છે. ગયેલી વિદ્યા પણ ફરીથી પ્રયાસ કર્યે પ્રાપ્ત થાય છે. રોગ વિગેરેની આપત્તિ ઓસડથી દૂર થઇ શકે છે. પરંતુ મનુષ્ય રૂપી રત્નની હાનિથી થતી વિપત્તિ મોટામાં મોટી છે. એક માણસની સાધારણ ચીજ જાય અથવા તેનો નાશ થાય તો તેના મનમાં ખેદ થયા વિના રહેતો નથી તો પોતાના ઘરના લાંબા સમયના અને ઘાડા સ્નેહવાળા વ-હાલામાં વહાલાં સગાના મરણથી ખેદ થયા વિના રહેજ કેમ! પોતાના સ્નેહીનું મરણ, વખતે હૃદય ઉપર એવી તો શોકની છાપ બેસારી દે છે કે તેનુ હૃદય ભેદી નાખે છે પણ એની અસર જ્ઞાની પુરૂષ ઉપર થતી નથી.

### मंदाक्रांता

**घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चा गंधं**
**छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकांडं ।**

**दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कांतवर्णं**
**न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम् ॥**

અર્થ—વારંવાર ઘસ્યા કરો તો પણ ચંદન સુગંધીજ રહે છે, ફરી ફરીને શેરડીને કાપો તો પણ તે સ્વાદિષ્ટજ હોય છે, વારંવાર સોનાને તપાવો તો પણ તેનો રંગ શોભાયમાનજ રહે છે તેમ ઉત્તમ પુરૂષોની પ્રકૃતિમાં પ્રાણાંતે પણ ફેરફાર થતો નથી.

હરેક પ્રકારના દુઃખને તેઓ સહન કરે છે. એવે સમયે ધીરજ રાખવી એજ તેનું મુખ્ય ઓસડ છે —જન્મ તેનો નાશ છે એ તો તમેજાણોજ છો તો મરણ સમયે તમે ઘેલા બની જાઓ છો એ મૂર્ખતાનુજ ચિન્હ છે.

**नष्टं मृतमतिक्रांतं नानुशोचंति पंडिताः ।**
**पंडितानां च मूर्खाणां विशेषोऽयं यतःस्मृतः ॥**

અર્થ—જે વસ્તુનો નાશ થયો, જે મનુષ્ય મરણ પામ્યુ અને જે વાત થઇ ગઇ તેનો શોક પંડીત જન કરતા નથી. પંડીતમાં ને મુરખમાં એટલોજ ભેદ.

**नाप्राप्यमभिवांछंति नष्टं नेच्छंति शोचितुं ।**
**आपत्स्वपि न मुह्यंति नराः पंडितबुद्धयः ॥**

અર્થ—પંડીત પુરૂષો નહી મેળવી શકાય એવી વસ્તુની ઈચ્છા કરતા નથી, નાશ પામેલી વસ્તુ માટે શોક કરતા નથી અને આપત્તિમાં મોહને આધીન થતા નથી કારણકે તેઓ સારી રીતે સમજે છેકે જેનો જન્મ તેને મરણ છેજ, નામ તેનો નાશ છેજ, જેનો જેટલો સંબંધ. મોટા રાજાઓ મહર્ષિઓ અને રૂદ્ધિવંતો ચાલ્યા ગયા તો

આપણે તે કઈ બિસાતમાં. તેઓ સારી રીતે જાણે છે કે The virtue of Adversity is fortitude વિપત્તિનો સદ્‌ગુણ ધીરજ છે અર્થાત ધીરજ એજ, વિપત્તિનુ મુખ્ય ઓસડ છે. શોકને લીધે દીન થવાથી અને ધીરજ છોડી દેવાથી પોતાની બુદ્ધિની, પોતાની ધીરજની અને પોતાના જ્ઞાનની નિંદા થાય છે. પંડિત પુરૂષો એવે વખતે ધૈર્ય, ઉત્સાહ અને શૌર્યનો ત્યાગ કરતાજ નથી. તેઓ શોક રૂપી વિક્રાળ સૈન્યની સામે ધીરજરૂપી તોપના મારાથી ફતેહ મેળવે છે, તેમાંજ ધીર પુરૂષોનું ધૈર્ય જણાઇ આવેછે, તેજ વખતે તેમની કસોટી નીકળે છે કહ્યું છે કે

आपत्सेव हि महतां [illegible]क्तिरभिव्यज्यते न संपत्सु
अगुरो तथा न गंधः प्रागस्ति यथाग्नि पतितस्य ॥

અર્થ—મહાન પુરૂષોની સંપત્તિમાં નહી પણ વિપત્તિમાંજ શક્તિની પરીક્ષા થાય છે. જેમ કે, અગર બતીની સુગંધી, અગ્નિમાં નાખ્યા પહેલાં જણાતી નથી.

અને ખરૂં કહીયે તો આવી ઘાતકી ચાલ સજ્જનો કોઇ દીવસ અંગીકાર કરેજ નહી. પ્રાણાંતે પણ વિરૂદ્ધાચરણ તેમનાથી થાયજ નહી. કારણ કે

[illegible]पदि धैर्यमथाभ्युदये क्षमा
सदसि वाकपटुता युधि विक्रमः ।

## यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ
## प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥

અર્થ—વિપત્તિમાં ધૈર્ય, ચડતીમાં ક્ષમા, સભામાં વાણીની પ્રવીણતા, યુદ્ધમાં પરાક્રમ, કીર્તિની ઈચ્છા, અભ્યાસનું વ્યસન એ મહાન પુરૂષોની સ્વાભાવિક વસ્તુઓ છે.

પણ આપણામાં તેથી ઉલટું છે. “રડતાં હતાં અને પીયરીયાં મળ્યાં” એક તો અજ્ઞાનપણું અને તેમાં આવો કઢંગો રીવાજ આવી મળ્યો. વધારે મંદવાડ થયો કે ઘરમાં રડાકુટ શરૂ થઈ. ચાકરી કરવી તો દૂર રહી પણ પોકે પોક મુકી માંદા માણસને ગભરાવી મુકી તેનો જલદીથી અંત આણવો એજ આપણી ખુબી! મનુષ્ય મરણ પામ્યુ કે ધાંધલ મચાવી દેતા પુરૂષો શરમાતા પણ નથી તેમજ સ્ત્રીઓને ઘરના આંગણામાં, શેરીમાં કે જાહેર રસ્તામાં ગોળ કુંડાલુ કરી ધબડ ધબડ છાજીયા લેતા કે અમર્યાદિત રીતે કુટતા જરા પણ લાજ આવતી નથી. ન્યાતમાં કોઈ મરી ગયું કે કેટલાક બૈરાને તો કુટવાની હોંસ પુરી પાડવાની તક મળી. ધિક્કાર છે એવી નીચ સ્ત્રીઓને! આ દુષ્ટ રીવાજે લોકોની લાગણીઓ કેવી બદલી નાખી છે. મુવું તે તો છુટયું તેને કંઈ જોવું કે રોવું નથી. પણ પાછળ રહેલાં સગાઓ મિથ્યા શોક કરી પોતાને દુઃખી કરે છે. પોતાના શરીરને રીબાવે એ કેટલી મુર્ખાઈ? પોતાનું વહાલુ મરી જાય તો શોક થાય એ ખરી વાત છે પણ શું તે શોક બીજાઓને બતાવવાનો? તમારી અંતરની લાગણી બાહ્યવૃત્તિથી બીજાને બતાવો તોજ ખરી કહેવાય?

શાસ્ત્રો પણ કહે છે કે શોક રૂદનથી કર્મ બંધનજ થાય છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપધ્યાય તેમના અધ્યાત્મસાર ગ્રંથમાં કહેછે કે

क्रंदनं रुदनं प्रोच्चैः शोचनं परिदेवनं ।
ताडनं लुंचनं चेति लिंगान्यस्य विदुर्बुधाः ॥

અર્થ—આક્રંદન, ઉંચે સ્વરે રડવું, શોક કરવો, નામ દઈને રડવું, મારવુ, માથાના વાળ તોડવા વિગેરેને પંડિતો આર્તધ્યાનના લક્ષણ કહે છે. શ્રીનેમિચંદ્ર રચિત ષષ્ટિ શતકમાં કહ્યું છે કે

तिहुअणजणं मरंतं दट्ठूणनिअंतिजेनअप्पाणं ।
विरमंति न पावाओ धिद्धि ध्दिठत्तणं ताणं ॥

અર્થ—ત્રિભુવનના જનોને મરણ વશ થતા જોઈને પ્રમાદથી વા અભિનિવેશથી પોતાના થનાર મરણને નથી જોતા અને પાપથી નથી વિરમતા તેવાઓની ધૃષ્ટતાને ધિક્કાર હો. કારણ કે

नरेंद्रचंद्रेंदुदिवाकरेषु तिर्यग्मनुष्यामरनायकेषु ।
मुनींद्रविद्याधरकिन्नरेषु स्वच्छंदलीलाचरितोहि मृत्युः ॥

અર્થ—નરેંદ્ર, ચંદ્ર, સૂર્ય, તિર્યંચ, મનુષ્ય, દેવતા, ઈંદ્ર, મુનીંદ્ર, વિદ્યાધર અને કિન્નરોમાં મરણ એ તો પોતાની મરજી મુજબ લીલાથી વર્તે છે.

વળી એજ ષષ્ટિ શતકમાં કહ્યું છે કે

सोगण कादिऊणं कुट्टिऊण सिरं च उअरं च ।
अप्पं खिवंति नरए तं पिहु धिद्धि कुनेवत्तं ॥

અર્થ—પોતાના પ્રિયના વિયોગથી ઉત્પન્ન થયેલા શોકને લી-

ધે વિલાપ કરી અને માથુ, છાતી તથા પેટ કુટી પોતાના આત્મા-ને. નરક આદિ કુગતિમાં નાખેછે માટે એવા દુગતિમાં લઈ જનાર કુસ્નેહને ધિક્કાર ધિક્કાર! કારણ કે

**शोचंति स्वजनानंतं नीयमानान् स्वकर्मभिः।**
**नेष्यमाणं तु शोचंति नात्मानं मूढबुद्धयः ॥**

અર્થ—મૂઢ બુદ્ધિવાળા મનુષ્યો પોતાના સગા વહાલાઓ જેઓ સ્વકર્મે મૃત્યુ પામે છે તેનો શોક કરે છે. પણ પોતેજ એક દીવસે ખેંચાઈ જશે તેનો શોક કરતા નથી.

વળી આગળ ષષ્ટિ શતકમાં કહ્યું છેકે

**एगंपेअ मरणदुहं अन्नं अप्पावि खिप्पए नरए।**
**एगं च मालपडणं अन्नं लगुडेण सिरिघाओ ॥**

અર્થ—એક તો પ્રિય સ્વજનના મરણનું દુઃખ અને બીજું વળી તેના માટે રડી કુટી આત્માને નરકાદિ દુર્ગતિમાં નાખવો. એ તે કેવો ન્યાય કે એક તો માળ ઉપરથી પડવું અને વળી તેના ઉપર લાકડીનો માર! અર્થાત જેમ કોઈ માળ ઉપરથી પડી જાય અને હાથ પગ ભાંગે અને વળી તેની સાથે તેના ઉપર લાકડીનો માર પડે ત્યારે તે કેવું દુઃખ ભોગવે! તેમજ મૂર્ખ લોકો પણ પોતાના સગા વહાલાના મરણથી દુઃખ પામવાની સાથે રડવા કુટવાથી પોતાના આત્માને નરકાદિ દુર્ગતિમાં નાખેછે,

આવા ખુલ્લા શબ્દોથી શાસ્ત્રોમાં પણ રડવા કુટવાનો નિષેધ કર્યો છે તે છતાં એવી ચાલ શા માટે તમે જારી રાખો છો! આવો ઘાતકી રીવાજ ચાલુ રાખવાથી તમે તમારૂ માન ગમાવ્યું છે, બીજા લોકોમાં હાથે કરી હાંસી કરાવી છે, સમજુ અને અણસમ

જુ, ડાહ્યા અને મુર્ખ, ભણેલા અને અભણ સર્વ જનોએ આ ઘાતકી, જુલમી નિર્લજ અને દુઃખદ રૂઢીને તાબે થઇ પોતાના સર્વ પ્રકારના સુખમાં મોટો ભડકો સળગાવી મુક્યો છે. સુશીલ જૈન બંધુઓ! તમો સારી વિદ્યા સંપાદન કરી ખરૂં શું છે અને ખોટું શું છે એ સમજવા લાગ્યા છો, રડવા કુટવાની નિર્લજ ચાલ રૂપી બેડી તમારી ઉપર ઠોકાયાથી તમારૂં દીલ બળતું હશે, તમારામાં સ્વજાતિનું ભલુ કરવાની ઇચ્છા હોવીજ જોઇએ, તમારી તમારા પવિત્ર શાસ્ત્ર ઊપર તો પુરે પુરી શ્રધ્ધા છેજ, ટોટો મુકી દઈ નફોજ મેળવવો એ તો તમારો ખાસ ગુણ છે તો વહેમી અને અજ્ઞાની લોકોની હાંસીને પાત્ર થઇને પણ આવી હલકી, અજ્ઞાન સૂચક, નફટ અને નિરલાજરી ચાલનો નાશ કરી તમારા જાતિભાઇઓને સુખી નહી કરો? કરશોજ.

રડવા કુટવાનો રીવાજ હાનિ કરતા શરમાવે એવો અને ધિક્કારને પાત્ર છે. દરેક ડાહ્યા માણસની ફરજ છે કે પોતાના ઘરમાંથી, પોતાની જ્ઞાતિમાંથી અને છેવટે પોતાના દેશમાંથી આ નફ્ટ ચાલનું જડમૂળથી નિકંદન કરવું જોઇએ.

તમે વિચાર કરો કે એ ચાલ મુકી દીધાથી તમને કોઇ પણ જાતનો ગેરફાયદો થાય એમ છે? બીલકુલ નહી. ઉલટા અનેક જાતના લાભ થશે. બીજા લોકોમાં તમારી આબરૂ વધશે, તમારે માટે સારો મત બંધાશે, તમારા ધર્મનું મૂળ દયાજ છે એવું અન્ય દર્શનીયો બરાબર જાણશે, સંસારિક સુધારો કરવામાં અગ્રેસર થવાથી તમે નામાંકિત થશો.

કદાચ તમે પુછશો કે સગા વહાલાના મરણ વખતે રડવું કુટવું નહી તો બીજુ શું કરવુ? તેના જવાબમાં—મરણ સમયે એવુ ઘેલાપણું નહી બતાવતાં પ્રભુનું સ્મરણ કરવું. મરણ પછી પ-

ણુ સગા વહાલાઓ તમારે ઘેર આવી કુટવા લાગે તો તેમને તેમ કરતા અટકાવી નોકરવાળી (માળા) આપી કહેવું કે પ્રભુનું નામ લઇ અવતાર સફલ કરો. વડોદરામાં એક સારા ઘરમાં મરણ થયુ હતુ ત્યારે તેને ઘેર રડવા કુટવા આવનારી સ્ત્રીઓને તેજ પ્રમાણે નોકરવાળી આપવામાં આવી હતી. ખરેખર! એજ પ્રમાણે દરેક ઠેકાણે રીવાજ દાખલ કરવો જોઇએ, તેથી દરેક જ્ઞાતિના મુખ્ય શેઠીયાઓને મારી નમૃતા પૂર્વક એવી અરજ છે કે તેમણે પોતાની નાત એકઠી કરી સર્વાનુમતે આ ચાલમાં ઘણો સુધારો કરી તેમની જ્ઞાતિ ઉપરનું ભુંડુ કલંક ભુંસી નાખવું જોઇએ. અને તે પ્રમાણે કરવાની દરેક નાતના શેઠીયાની ફરજ છે.

કદાચ કોઈ કહેશે કે ઘણા કાલ થયા પેઠેલી આ ચાલનુ નિકંદન કરવાની ખટપટમાં કોણ પડે અને લોકોના અપજશ કોણ માથે લે? ભાઇઓ! રડવા કુટવાની ચાલથી આટલા બધા નુકશાન ખમીએ છીએ એ જાણ્યાં છતાં અને સારો માર્ગ મ્હો આગળ છતાં તે રસ્તે ચાલવાની હોંશ ન કરવી અને કુમાર્ગે ચાલવા હઠ રાખવો એ એક પાપ છે, એ સ્વભાવિક નિયમથી ઊલટું છે. મનુષ્યનું લક્ષણ એ છે કે કોઇપણ કારણથી ખરાબ રૂઢી પેસી ગઈ હોય તો સારા વખતમાં માલમ પડયાથી તેને દૂર કરવી જોઇએ. એમાં કાંઈ તમને પૈસા બેસવાના નથી. ફકત જીભ હલાવવાની છે.

આવી નુકશાનકારક અને ચીતરી ચઢાવે એવી ઘાતકી ચાલ તમારી મેળેજ બંધ કરશો એ વધારે સારૂ છે. દયાળુ બ્રીટીશ સરકારે રજપુતસ્થાનમાં બાળહત્યાનો અટકાવ કરયો, સતી થવાની ચાલ બંધ કરી વિગેરે હીંદુઓના રીવાજમાં ઘણો સુધારો કર્યો છે તેમ જાહેર રસ્તામાં કમકમાટ ઊપજે તેવી રીતે શરીર ઉપર ઘાતકીપણું ગુજારવાની સરકાર મના કરી શકે છે. પરંતુ દરેક સાંસારિક સુધારા

પોતાની મેળેજ દાખલ થાય એમાંજ વધારે માન અને શોભા છે.

એથી તમારી ઠેકાણે ઠેકાણે પ્રશંસા થશે, તમારી વંશ પરંપરા તમને આશિર્વાદ દેશે અને તમારો આત્મા આવા પુણ્યના કામો કરી સદ્‌ગતિ ભોગવશે!

તથાસ્તુ ! !

# मरण पाछल जमणवार.

મરણ પાછળ રડવા કુટવાની સાથે નાતવરાનો ઘણો નિકટનો સંબંધ છે તેથી મરણ પાછળ નાતવરા કરવાના રીવાજ વિષે બે બોલ બોલાય તો અનુચિત નથી.

જગતનો સ્વાભાવિક નિયમ છે કે દરેક માણસ આનંદ, યશ અને સમાગમની આકાંક્ષા રાખે છે. તેના દરેક કામમાં, તેના દરેક સંબંધમાં અને તેના દરેક તરંગમાં દરેક મનુષ્યની એવીજ ઈચ્છા રહેશે કે મને ફલાણુ કામ કર્યાથી આનંદ મળે છે તો તે કામ કરવું, ફલાણું કામ કરવાથી યશ મળે છે તો બીજા કામની દરકાર નહી રાખતા તે કામ કરવું અને છેવટે પ્રતિષ્ઠિત માણુસો સાથે સમાગમ થવાથી એ મને શોભા આપનારૂં છે તો તેમની સાથે સમાગમ કરવો.

આટલા હેતુઓથીજ જમવા જમાડવાનો સંપ્રદાય ચાલુ થયો હોય એમ જણાય છે. અને એ સંપ્રદાય સંસાર વ્યવહારમાં આનંદ આપનારો છે એમ તો સર્વે કબુલ કરશે, પરંતુ આટલુ પણ ધ્યાનમાં આવશે કે જમવું જમાડવુ એ હર્ષની નિશાની છે શોકની નહી. નાતો જમાડવી એ લગ્ન અથવા તેના જેવા બીજા પ્રસંગે આનંદ આપનારો થઇ પડે છે પરંતુ મરણ પ્રસંગે, જે વખતે વહાલા સગાનાં અકાળ મૃત્યુથી તમારા હૃદયમાં, કારી ઘા પડેલો હોય. અને જે ઘાથી તમે રીબાતા હો તે વખતે સગા વહાલાઓને અને નાતના લોકોને મિષ્ટાન્ન જમાડવા એ કયા પ્રકારના આનંદનું કારણ છે એ સમજી શકાતુ નથી,

મરણ એ કાંઈ નાની સુની વાત નથી. માણુસ મરી ગયું અને લાકડાનો કડકો ભાંગી ગયો એ કાંઇ સરખું નથી. છતાંપિ

મરણ પાછળ જમણવાર એટલા તો જરૂરના થઇ પડયા છે કે બીજા શુભ પ્રસંગો ન-સચવાય તેની હરકત નહી પણ દાડો (મરણ પાછળ જમણવાર) કરવોજ જોઇએ. મરનારના કુટુંબને મનુષ્ય રત્નની હાનિ થઇ છે એતો જાણે બસ નથી, તેના જાનનો પણ તેણે ભોગ આપવોજ જોઇએ. ખરચવાની શકિત ન હોય, ભવિષ્યમાં ભરણ પોષણના પણ સાંસા હોય તો પણ મરનારનો દાડો તો કરવોજ જોઇએ એ કયાંનું શાણપણું ! "સ્ત્રીની અધરણી અને મા બાપનો દહાડો એ કાંઇ ફરી ફરીને આવતા નથી" એવી કહેવત છે. તેથી એવો પ્રસંગ આવે ઘર બાર અને ઘરેણા ગાંઠાં વેચીને પણ નાતો જમાડવા લોકો તૈયાર થાય છેજ.

દાડા માટે નાતવરા કરવા એ એક નાતનો ધારોજ થઇ પડયો હોયની ! સરકારના કરમાંથી સરકારને અરજ કરીને પણ છુટી શકાય પરંતુ આ રીવાજે તો એટલું ઉંડુ મુળ નાખ્યું છે કે તેમાંથી છુટી શકાતુ નથી. ધિક્કાર છે એવા રીવાજને ! અને સહસ્ત્રવાર ધિક્કાર છે એવા રીવાજને વળગી રહેનારને ! ! શકિત હોય કે ન હોય તો પણ નાતીલાઓને જમાડવાજ પડે એ શું ઓછુ દુઃખદાયક છે ! ધણીના મરણ પાછળ રાંડી રાંડ પાસે તેના ઘરેણા પણ વેચીને દહાડો કરાવવો એ શું જુલમ નથી ? મરનારના કુટુંબીની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યા જતા હોય અને મોઢુ પણ ઉચુ કરી શકતા ન હોય તે વખતે નાતીલાઓ મિષ્ટાન્ન ઉડાવે એ તેમને ઓછુ શરમાવનારૂ છે ? અને જે ઠેકાણે લોકો શોકમગ્ન થયા હોય તે ઠેકાણે નાતીલાઓ હર્ષના ચિન્હ ધારણ કરે એ શું તેમને ઓછું નામોશી ભરેલું છે? પણ કેટલાક લોકો કહેશે કે "અમે કયાં કહેવા જઇએ છીયે કે તમે દાડો કરો, દાડો નથી કરતા તેને કાંઇ નાત સજા કરતી નથી તેમજ દાડો કરવાની

કોઇને ફરજ પણ પાડતા નથી. " ખરૂં છે કે નાતવરા કરતા નથી તેને માટે નાત શિક્ષા કરતી નથી પરંતુ નાતનો સમુદાય નાતના સદ્ગૃહસ્થોનો બનેલો છે, અને જ્યારે ન્યાતના જુદા જુદા લોકો દાડો નહી કરનારને મેણા મારી જમીનદોસ્ત કરી નાખે છે ત્યારે એના કરતા બીજો વધારે કયો જુલમ? નાતના મેણાને અટકાવવા માટે, શક્તિ નહી છતાં તણાઇને પણ ગરીબ માણસોને વરા કરવા પડે છે.

તેથી નાતના દરેક માણસની ફરજ છે કે આવા નુકશાન ભરેલા રીવાજને બીલકુલ ઊત્તેજન આપવું નહી. એટલુંજ નહી પણ હરેક રીતે એ દુષ્ટ રૂઢિનો પગ સુધાં પોતાના લાગતા વળગતાઓનાં કુટુંબમાં પેસવા દેવો નહી, પેઠેલો હોય ત્યાંથી દૂર કરવો અને એ રીતે ગરીબ માણસો ઉપર પડતા બોજાથી તેમને મુકત કરવા.

મરણ પાછળ નાતવરાનો રીવાજ દુર કરવો એ ખરેખરૂં જોતા ગરીબ લોકોનું કામ નથી. નાતના આગેવાન શેઠીયાઓએ ભેગા થઇને ઠરાવ કરવો જોઇએ. કે કોઇને ઘેર મરણ થાય તો તેની પાછળ જમણવાર બીલકુલ કરવો નહી. અને તેની પહેલ પૈસાદારને ત્યાંથીજ નીકળવી જોઈએ. ઘણી વાર એવું બને છે કે નાતના બાંધેલા ધારાનું કોઇ ઉલ્લંઘન કરે તો તેને સજા પણ થતી નથી પરંતુ આવી બાબતમાં શેઠીયાઓએ ધ્યાન રાખવું જોઇએ કે જેથી ધારો તોડનાર તવંગર હોય કે ગરીબ હોય પણ તેને ઘટતે શાસને પહોંચાડી આ દુષ્ટ રીવાજનો પ્રસાર થતો અટકાવવો.

નાતવરામાં જમીને લહાવો (!) લેનારા લોકો કદાચ આ રીવાજ બંધ પડવાથી બેચેન થશે. પરંતુ તે કરવાનું કાંઇ કારણ નથી. જ્યારે તેઓ ઘણી વાર નાતોમાં જમીને કલેજા ઠંડા કરશે તો એક યા વધારે વાર તેમને પોતાને ઘેર પણ મરણનો પ્રસંગ

આવે નાતો જમાડવી પડશે ત્યારે માલમ પડશે કે નાતો જમાડ-નાં તો આંખો આડે આવે છે. તેવા લોકોએ સમજવું જોઈએ કે ગરીબ લોકો ઘેર ઘીનો છાંટો પણ ન દેખે, ખાવા પીવાના સાધન આજે હોય તો કાલે વલખાં મારવા પડે અને રાત દીવસ મહેનત કરી બે પૈસા કમાઈ જેમ તેમ કુટુંબનું ગુજરાન ચલાવતા હોય તેઓના ઘરમાં મરણ થવાથી નાતો જમાડવાની રૂઢિરૂપ બેડી પગમાં જડાવાથી જે દુઃખ સહન કરવું પડે છે તે તો એક પરમેશ્વરજ જાણે !

તેથી નાતના આગેવાન શેઠીયાઓને નમ્રતા પૂર્વક મારી અરજ છે કે જો તેઓ પોતાની નાતને નકામા પૈસા ઊડાવવામાંથી બચાવવા માગતા હોય, જો તેમને તેમનામાંના ગરીબ વર્ગને માટે જરાં પણ દયાની લાગણી હોય, જો તેમનામાં સાધારણ મનુષ્ય તરીકે સામાન્ય પણ લાગણી હોય તો મરણ પાછળ નાતવરા—શોકના સમયમાં હર્ષનું પ્રદર્શન—તરતજ અટકાવવા ઉપાય લેવા જોઈએ. એથી કરી, તેમને હજારો ગરીબ સંસાર નિભાવી લેનારા નાતીલાઓની આશિષ મળશે ! તથાસ્તુ ! !



## સવૈયા એકત્રીશા.

રૂદન નિષેધક નિબંધ આ જે, વાંચો મારા આર્યજનો,
અતિશય શોક રૂદનને કુટ્ટન, બંધ કરીને શાંત બનો;
અમૂલ્ય ચિંતામણી સમ નરભવ, પામીને નહીં વ્યર્થ ગમો.
જ્ઞાનાભ્યાસ વધારો યારો શાંત વૃતિમાં ખુબ રમો ! ૧
અગાઉ ચડતી હતી હીંદમાં જૈનધર્મની કેવી વાહ ! !
હાલ પડતિ કેવી દેખાયે કેળવણી વીના બળ્યો પ્રવાહ;
બાલ બાલિકા કેળવણી પર ધરો તમે સહુ અતિશય પ્યાર,
પુનરૂદ્ધાર કરો મળી સંપે તેથી થાશે લાભ અપાર. ૨
સુધરેલા આ બ્રિટિશ રાજ્યમાં વિદ્યા દેવી સહુને સાહ્ય.
અકુળવંતને પણ વિદ્યાથી મોટી પદવી મળે સદાય;
એ માટે ચડતી સૌ ઇચ્છો ઉરમાં ધરી વિદ્યા પર પ્રેમ,
ઉન્નતિનો સૂર્યોદય થાશે કરી નિકંદન સઘળા વે’મ. ૩
મિત્રો ! નીતિની રીતીમાં ધરજો પ્રીતિ પ્રેમ થકી,
ફોકટ ફંદી ફેલ ફિતુર કરી ધનમદથી નહીં જાઓ છકી;
સત્યે પ્રીતી ધરજો નીત્યે વિવેકથી વરતીજ તમામ,
પીશીઆરી સહુ દૂર કરીને વાપરજો વિદ્યામાં દામ. ૪
છોડો સઘળો હઠ દુઃખદાયક બનો એક સંપે સહુ એશ,
મચો મમતથી સદા મુકામે પહોંચાડો પડતીને પેશ;
સદા ચાલવું સમય તપાસી, એ રીતી સુખકારક સાર,
અનુકૂળ આપણને ખાસી, શામાટે નહીં લેવો પાર ? ૫
નહિ નહિ આવો સમય આવશે ખરે કહું છું ફરી ફરી,
ઉઠો ઉમંગે હે મમ મિત્રો ! આળસ છાંડો ધૈર્ય ધરી;
જે રીતી દુઃખદાયક દીસે દૂર કરો ધરીને જુસ્સો,
યત્ન તણું છે રે શુભ દેવટ બહાદુર બની સૌ ધસો ધસો. ૬

## निबंधसमाप्तिः

जीयाद्वीरजिनेश्वरोऽसुखहरः कल्याणकंदांबुदः
मिथ्यात्वप्रतिघातनैकतरणि सम्यक्त्वरत्नप्रदः।
यद्वाचो विलसंतिभारतमहीमध्येऽस्खलंत्यो-
नघाः
सर्वत्र प्रवरप्रभावकलिताः पीयूषतोप्युत्तमाः ॥

## अनुष्टुप् वृत्तम्

श्रीयशोविजयं नौमि वाचकेन्द्रशिरोमणिं ॥
पुराजातमिदानीं च मया गुरुतया श्रितं ॥

## श्रीमद्यशोविजयस्तुतिः

जयंतु वाचकेंद्रस्य गिरः पीयूषदूषकाः ।
यथा जयंति वीरस्य जिनेशस्य गिरोनघाः ॥
को जैनमर्मवित्पूर्णः कोऽध्यात्मज्ञानिसत्तमः ।
प्रश्नद्वये श्रुते विज्ञा वदतां वरवाचकं ॥



# ધી જૈન એસોશીએશન ઑફ ઈંડીયા.

## જાહેર ખબર.

સર્વે શ્રાવક ભાઈઓને નમ્રતા પૂર્વક વિનંતી કરવાની કે સંવત ૧૯૪૨ ના બીજા જ્યેષ્ટ શુદ ૯ ના રોજ મુંબઈમાં પાયધુણી ઉપર આવેલા શ્રી ગેડી પાર્શ્વનાથના મંદિરની પાછળ સમસ્ત શાંઘ એકઠો થયો હતો અને તે વખતે વિચાર કરવામાં આવ્યો કે—

૧ ચિંતામણિ રત્ન જેવા આપણા શ્રી જૈનધર્મના મંદિરો આપણા પૂર્વજોએ કરોડો બલકે અબજો રૂપીયા ખરચી બંધાવેલા છે તથાપિ કેટલાએક મદિરો તો એવી જગામાં આવેલા છે કે જ્યાં આપણા જૈનભાઈઓની બીલકુલ વસ્તી નથી. વળી કેટલાએક મંદિરો તો જંગલમાંજ આવેલા છે જેથી કરીને તે મંદિરોની સાર સંભાળ થતી નથી. વળી કેટલાએક મંદિરો તો એવી સ્થિતિમાં આવી ગયા છે કે તેઓની થોડી મુદતમાં મરામત ન થાય તો તેમના દર્શન પણ દુર્લભ થઈ પડે. આવી મોટી હરકત દુર કરવા માટે નાણાના ભંડોળ ( ફંડ ) ની જરૂર છે,

૨ કેળવણીને અભાવે આપણા જૈન ભાઈઓની સ્થિતિ દિન પર દિન ઘણી માઠી થતી જાય છે. બાલકોને કેળવણી આપવા માટે આપણી પાસે કાંઈ પણ સાધન નથી. મુંબઈ જેવા પ્રખ્યાત શેહેરમાં આપણા જૈન ભાઈઓની વીસ હજાર કરતાં વધારે વસ્તી છતાં વ્યાવહારિક જ્ઞાન સંપાદન કરવા માટે આપણી પાસે જોઈતું સાધન તો શું પણ બીલકુલ સાધન નથી. વિદ્યાભ્યાસ અને કેલવણી વિના આપણામાં મોટે દરજ્જે ચડેલો મનુષ્ય કોઈ પણ નજરે પડતો નથી. આવી દુર્દશાનું કારણ વિદ્યાભ્યાસની ખામીજ છે તે દૂર કરવા માટે, આપણી તથા આપણા વંશજોની હાલત

સુધારવા માટે અને વિદ્યાભ્યાસ તથા કેળવણીનો પ્રસાર કરવા માટે પણ એક ફંડ ઉભુ કરવાની જરૂર છે.

૩ આપણા જૈનભાઇઓમાં કેટલાએક અપંગ, લુલા, લંગડા, આંધળા, બોબડા, બહેરા, મુંગા અને જઈફ અવસ્થાના મનુષ્યો તેમજ વિધવાઓ વિગેરે અનેક પ્રકારના આશ્રય વિનાના જૈનીઓને આજીવિકાનું બીલકુલ ઠેકાણું હોતું નથી, આપણામાં ધનાઢયો છતાં તેવા નિરાશ્રિત સ્વધર્મી ભાઇઓને આશ્રય આપવાનું એક પણ સાધન નથી. અંગ્રેજો, પારસીઓ, મુસલમાનો અને ઘણી ખરી જ્ઞાતિના હિંદુઓમાં જેવા જોઇએ તેવા, નિરાશ્રિત લોકો માટે સાધનો વિદ્યમાન છે અને દિનપરદિન એ બાબતમાં તે લોકો વધારે લક્ષ આપતા જાય છે, તેથી આપણા ઉપર જણાવેલા સ્વધર્મી ભાઇઓ સંબંધી અડચણ દૂર કરવા માટે એક ફંડની જરૂરછે.

અને

૪ પુર્વાચાર્યો અને પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રંથકારોના બનાવેલા અનેક શાસ્ત્રો વિદ્યમાન છતાં આપણામાં તેની સારસંભાળ થતી નથી અને એવો એક પણ પુસ્તકોનો ભંડાર નથી કે જેથી દરેક શ્રાવક ભાઇને જેવો જોઇએ તેવો લાભ મળી શકે. વળી ધર્મ સંબંધી જ્ઞાન આપવા માટે પણ અનુકૂલતા થાય આને માટે પણ એક ફંડ સ્થાપવાની જરૂર છે.

તેથી તે વખતે સર્વાનુમતે જૈન પંચાએત ફંડ એ નામનું એક ફંડ સ્થાપવામાં આવ્યું અને તેના ઉપર દર્શાવેલા ચાર વિભાગ કરવામાં આવ્યા.

એ ફંડમાં અત્યાર સુધીમાં આશરે વીશ હજાર રૂપીયા ભર છે.

ણને પ્રસંગે પુણ્યાર્થ ઉત્તમ કામોમાં પૈસા ખરચવાનો આપણામાં

રીવાજ છે અને મુખ્યત્વે કરી સાત ક્ષેત્રમાં અમુક રકમ ખરચવી એવો નિર્ણય કરવામાં આવે છે. પ્રાયઃ સાતે ક્ષેત્રનો આ "જૈન પંચાએત ફંડ" માં સમાવેશ થઈ જાય છે તેથી તેવી રકમ જૈન પંચાએત ફંડમાં જો ઉમેરાય તો દિન પર દિન ભંડોળ મોટું થાય અને તેનાથી અનેક શુભ કામોનો પ્રારંભ થાય. એટલુંજ નહી પરંતુ તેવી મોટી રકમ એકઠી થવાથી તેનો વ્યાજ રૂપી પ્રવાહ નિરંતર અને નહી અટકનારો થાય છે. મરણ પ્રસંગે પુણ્યદાન કરવાનો ઘણે ભાગે આપણામાં રીવાજ છે અને તેથી આ જૈન પચાયેત ફંડમાં જે કાંઈ રકમ ભરવી તે પોતાની ધારેલી નેમો પુરી પાડી શકે છે. એટલુંજ નહી પરંતુ અમુક રસ્તે કેટલા પૈસા વાપરવા એ એક મનુષ્યને માલમ પડતું નથી તેથી આવા એકત્ર થયેલી મંડળી બરાબર તપાસ કરી જે દ્રવ્યનો સુમાર્ગે વ્યય કરે છે તે ફળદ્રુપ ક્ષેત્રમાં યોગ્ય રૂતુએ વાવ્યા બરોબર છે. આશા છે કે સદગૃહસ્થો. પ્રસંગોપાત આ ફંડમાં મદદ કરવા ચુકશે નહી.

વીરચંદ રાઘવજી.

શ્રી જૈન એસોશીએશન આફ ઇંડીયાના

ઑનરરી સેક્રેટરી.

# આગળથી ગ્રાહક થનાર.
# સદ્ ગૃહસ્થોના નામ.

---

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૨૫૦ | શેઠ તલકચંદ માણેકચંદ | મુંબઈ |
| ૨૦૦ | ,, મનસુખભાઇ ભગુભાઈ | અમદાવાદ |
| ૧૦૦ | રાય બદરીદાસ બાહાદુર | કલકત્તા |
| ૧૦૦ | શેઠ વીરચંદ દીપચંદ | મુંબઈ |
| ૧૦૦ | ,, કરમચંદ કલ્યાણજી | ,, |
| ૧૦૦ | ,, મોતીચંદ દેવચંદ | ,, |
| ૧૦૦ | ,, અમુલખભાઈ ખુબચંદ | ,, |
| ૫૦ | ,, ડુંગરશી સોજપાળ | ,, |
| ૩૦ | ,, ઓધવજી કરમચંદ | ,, |
| ૨૫ | ,, મોહનલાલભાઈ મગનભાઇ | ,, |
| ૨૫ | ,, ખુબચંદ જેઠાભાઇ | ,, |
| ૨૫ | જવેરી માણેકલાલ ઘેલાભાઇ | વડોદરા |
| ૧૬ | શેઠ ઓધવજી દેવજી | મુંબઈ |
| ૧૬ | ,, બોઘાભાઇ લખમાચંદ | ,, |
| ૧૦ | ,, દયાચંદ મલુકચંદ | ,, |
| ૧૦ | ,, કરશનજી અમરચંદ | ,, |
| ૧૦ | ,, હરખચંદ રાયચંદ | ,, |
| ૫ | ,, ચુનીલાલ વીરચંદ | ,, |
| ૫ | ,, જીવણદાસ લલ્લુભાઈ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૫ | શેઠ | હેમચંદ મોતીચંદ | મુંબઈ |
| ૫ | ,, | દયાલદાસ કાળીદાસ | ,, |
| ૫ | ,, | લક્ષ્મીદાસ કલ્યાણજી | ,, |
| ૫ | ,, | હીરાલાલ કાળીદાસ | ખેડા |
| ૫ | ,, | ખુશાલચંદ હરખચંદ | મુંબઈ |
| ૫ | ,, | ફુલચંદ ડાહ્યાભાઈ | |
| ૫ | ,, | જીવણદાસ લલ્લુભાઈ | |

